# ભર્તુહરીના નાટકનાં ગાયનો.

રચનાર
H. M. Shah.

છપાવી પ્રસિદ્ધ કરનાર
**બુ. છોટાલાલ છગનલાલ.**



**અમદાવાદ.**
રીચીરોડ ઉપર " સત્યપ્રકાશ " પ્રેસમાં
બુલાખીદાસ નારણદાસે છાપ્યાં.
સંવત ૧૯૪૬
કીમત ૨ આના

# भर्तुहरीना नाटकनां गायनो.

—✤—

સર્વેપાત્રો— ( નાથ કૈસે ગજકો બંધ છુડાયો. ) એ રાહ.

જગતપતિ સુણ તું અરજ અમારી;
માગીએ અમ સાહ્ય તારી. જગત૦
છે અતિ શક્તિ વીચીક્ષણ સઘળે,
પાર તે તો નવ આવે.
આપ કૃપાથી સહુ જંન જગમાં;
આનંદે મોજ મચાવે. જગત૦
માત સહોદર ભ્રાતને ભગ્ની;
પર લગની અતિ આવી.
પણ એ આખર વ્યર્થ સમજવું;
સ્થીર નથી રતિ સ્થાપી. જગત૦
ક્રીડા કૃતિ મતિ પુર્વક કીધી;
દીધી મતિ અતિ ન્યારી.
ભર્તુહરી નૃપ સર્વથી શાંણો;
તેની લીલા તે વીસ્તારી. જગત૦
તો અમને દે વીનય ઈશ્વર;
તું દે જગતપતિ અમને.
નાટક પાત્રો આનંદે કહેછે;
નમી નમી સુખ તમને. જગત૦

—०—

# સ્થળ.

માળવામાં ભર્તુહરીની રાજ કચેરી.

ભર્તુહરી— ( નારીના કટાક્ષ પાસે પુરૂષ છે ગુલામ. ) એ રાહ.

કહો પ્રધાન મારા તમ, રાજ્ય તણો વૃતાંત;
સુખી કે દુઃખી પ્રજાછે, કહો ન રાખી બ્રાંત!
દુષ્ટ જનોના કાર્યમાં, ફાવેછે કે નહીં?
રાજ્ય મંડળ કેવી રીતે, ચાલે છે અહીં?
નિશાળમાં વિદ્યા દેવીનું, કેવું ચાલે જોર?
હુનર, કળા, કૌશલ્યતાનો, કેવો ચાલે સોર!

પ્રધાન— ઉપલી રાહ.

મહારાજ આપ રાજ્યમાં, નથી કાંઇ ખાંમી;
ખુશી થતા જાયછે સૌ, અદલ ન્યાય પામી.
દુરજનોનો લેશ કાંઇ, નથીરે ફાવતો દાવ;
હુન્નર, કળા, કૌશલ્યતાનો, બહુ થયો જમાવ.
વિદ્યા દેવી પ્રસંન થઈ, આપ રાજ્યમાં;
સર્વ રાજ્ય મંડળ મા'લે, પોતાના કાજમાં.
કોઇ વાતનો ઉચાટ, રાખતા ના મા'રાજ;
પ્રાણુ છે ગમ અંગમાં, ન ફાવે દુશ્મન કાજ.

ભર્તુહરી— ઓખાહરણની રાહ.

સાબાશસાબાશ સુચીવજી તમને, તમ છતાં નથી દુઃખ અમને;
સેન્યાધિપતિ સૂણો મારા, કેમ ચાલે સૈન્ય તમારા.
રોજ કરાવો કવાયત, ઘોડા દોડાવો કરી સરત;

રાખો બખતર તમે સાદ્દ, સગરાવીને રાખો આપ.
રાખો હથિયાર આપ સુધારી, આવે કો કદી એ કામ ભારી;

સેનાધિપતિ- મુજ ઉપર ગુજરી, પીતા પાદશાહ જાણી. ) એરાહ.

નહી ફીકર કાંઇ, રાખશો તમે મા'રાજ;
કરવાંધું તૈયાર આપ, તણુંરે કાજ.
સહુ સૈન્યપર રાખું રોફ, ચલાવું સગળી;
ફરી નહીં કરે કંકાસ, સાચવું એવી મરજી.
કરો આજ્ઞા તમે જે વખત, તૈયાર સહુ થાએ;
આવે જો દુશ્મન સમ, તરત નાશી જાયે.
સુખે સુઓ તમે મા'રાજ, ફીકર નહીં રાખો;
અમ છીએ જ્યાંસુધી પાસ, ધુડકાકે લાખો.

## સ્થળ રાજ્યમહેલ પીંગળાનો.

( છેલાણી મહેલ નીચે થઇને જાયછે. તેને જતો જોઇ પિં-ગલા તેના ઊપર આશક થાયછે અને પાસે દુર્મતિ દાશી ઉભીછે તેને પિંગલા કહે છે. )

પિંગલા- ( સુંદર મુખ સુંદર તન, સુન તુ ઓ પરી. ) એ રાહ.

જો સખી કેવો જાયછે, પેલો ફક્કડ નર
ચાલ કેવી ચલેછે એ, વાંકા રાખી કર.
મંડીલ માથે શોભતી, મુગટ શાની પરે;
વેશ ભૂપતિ સમાન, જણાયછે ખરે.
આંખની ઇશારતો, કરી કેવો ચાલે;
ચાલ ચાલે હસ્તી જેમ, મગનગાં મા'લે.

સુરત કેવી સુંદર શોભે, ઇંદ્રની સમાન;
ખોડ કાંઈ વાતે નહીં, ફરે રાખી ગુમાન.
મળે જેને એવો નર, સુખ પામે તેને હાથ;
મઝમાં માલે તે નારી, રે'જો એને સાથ.

દુર્મતિ— ઊપલી રાહ.

બાઈ કરો વખાણ જેના, એ મુરખ સરદાર;
અક્કલ એમાં કાંઈ નથી, એછે અતિ ગુમાર.
આનંદમાં રહો હમેશાં, આપ પતિ સાથ;
આમ તેમ ફાંફાં મારે, કાંઇ ન આવે હાથ.
ભૂપ ભાગ્યશાળી મુકી, ચિત ચુકાવો કેમ?
બાણુ લક્ષનો છે ધણી. સુખ પામો આપે જેમ.

## સ્થળ પિંગળાનું ભુવન.

( પીંગલા ઉદાશીમાં બેઠી છે એવામાં બે દાશી આવે છે)

સુબોધિકા } બંન્ને—(કહું શું નશીબ દુઃખીઓ કીધોછે.) એ રાહ.
દુર્મતિ }

શોકમાં ગરકાવછો કેમ બાઈ, શાને માટે આપછો દુઃખદાઇ. ટેક
નિસ્તેજ મુખ શે આજ થયુંછે; શાની ચિંતા તમને મનમાંહી? શોક.
આજ શું? મહારાજ તમને ખીજ્યાછે; [illegible] દુઃખ અમને ખરૂં હોય બાઈ. શોક.
આપ સુખે બાઈ, સુખછે અમને આપ દુઃખે દુઃખદાઇ. શોક.

પિંગલા— આશાગોડી.

યાર ગોતી કોઇ લાવો, દાશી મારી યાર ગોતી કોઇ લાવો એ ટેક.
ચેન પડે નહી મુને હમેશાં, લાવીને શાંતિ મટાવો દાસી.
વિરહ પીડે મુને દુષ્ટ હમેશાં, કાંઇક દયા દીલ લાવો દાસી.

સુબોધિકા— (અબોલા શાને લ્યોછો) એ રાહ.

શાને વદો આવું વેણે, બાઈ આમ શાને વદોછો. એ ટેક.
ભાગ્યે દયે ભરથાર કહ્યામાં, મોજમ જાણ્યોને માણી બાઇ.
છે રે'વાને મ્હેલ બગીચા, શાને ઉચરો આવી વાણી બાઇ.

પિંગલા—સર્વ વાતે આપ સુખીછો બાઇ, નથી દુઃખ કાંઈ શાણી. બાઇ૦
સર્વ વાતે સુખી હું છું તો પણ, એક વાતે દુઃખી દાશી. બાઇ૦
દુઃખ વિરહનું સંસારમાં મોટું, એ વિના સુખ ન કાંઈ. બાઇ૦
ગહેલ, બગીચાગાં મુકાવો પુળો, જો ન થાયે કામ સાંત્તી. બાઇ૦

સુબોધિકા—સગતા હશે તો મળશે બધુ એ.

પિંગલા—કયાંસુધી સમતા રહુ આંણી, અરે દાશી કહે તુ મનેરે,
કહે તું મને મારી શાંણી, અરે દાશી.

સુબોધિકા—નથી આ કરવુ ગોગ્ય બાઇ તગને, એમાં છે પાપની ખાંણી. બાઇ૦
નથી જોઇતી શીખ મારે તારી, કહીશ ન એક કહાણી. બાઇ૦
જા તું અહીંથી ખપ નથી તા'રો, હવે ન ઉચાર વાણી. બાઇ૦
(એમ કહી સુબોધિકાને કાઢે મુકેછે તે જાયછે એટલે દુર્મતિને પીંગલા કહે છે.)

શાંત થવા માટે લાવતું કોઈને, માનીશ મોટી મહેરબાની
જાતું વેગે અરે અહીંયાથી ઉભી તું આઇ કેમ જાતુ વેગે અરે.

દુર્મતિ— રાગ માઢ.

શોક નહીં ધરો બાઇરે, મનમાં શાને મુઝાઓ;
દીલગીરી નવ થાઓરે, મનમાં શાને મુઝાઓ. ટેક.

એને કહી શું લાગ્યુ કાઢયું, નહીં એનું આ કામ;
આ નથી કામ કાયરનું, એમાં જોઈએ હમારે. મનમાં૦
જે વમ બતાવ્યો હતો, એને લાવું આંઇ;
ઓળખ્યુંસું એહને, એને મારે સગાઈ. મનમાં૦
જાઉં છું હું સત્વર આંહીથી, તેડવા એને;
ફીકર ન કાંઈ કરશો બાઈ, લાવુ આંહી તેનેરે. મનમાં૦

## સ્થળ રસ્તો.

સુબોધિકા— આશા ગોડી.

કામદેવ છે દુષ્ટ વિકારી, અહો ઇશ કામદેવ છે દુષ્ટ વિકારી. ટેક.
ઇંદ્ર જેવો મહારાજા ભર્તુહરી, તે મુકી કરે નિચ સંગ યારી. અ૦
લાગુ સત સાઠ મુકી એકજ તે ઇચ્છે, તેના દિલમાંછે જારીછીનારી.
અહો ઇશ્વર તેં આ શું સુજાડયું, શું? મતિ ફરી છે તારી અ૦
ફેરવ બુદ્ધી તું બાઈ મારીની, એવી વિનંતી છે મારી. અ૦

## સ્થળ પીંગળાનો મહેલ

પીંગલા— દક્ષણી રાહની લાવણી.

ચેન ના પડે, તુમ વિના એ પ્યારારે. ટેક.
મન મુઝાઉં, દુઃખી થાઉં, ગમ ન ખાઉં,
રહોછો જેથી ન્યારારે. ચેન૦
એકલી રહી તુમ વિના આ નારીરે;
પામે દુઃખ, ઘડી ન સુખ, ઉતરે મુખ,
રહો દીલે વિચારીરે. ચેન૦
હમેશ આપના, દર્શ દીયો સ્વામીરે;

રાખો હજુર, ધરી સબુર, કરો ન દુર,
કોઇ દીન પ્યારા સ્વામીરે. ચેન૦
આપ વિયોગથી, દુઃખ થાય અપારરે;
જોઇ મુખ, પામું સુખ, તજાુંછું દુઃખ,
મળો છો આપ જ્યારારે. ચેન૦

ભર્તુહરી-- સીંધાનો કનરો.

પ્રાણ પ્રિયા નવ રાખું જુદાઇ, નવ ગભરા તું રહીશ ન આંઇ પ્રા૦
ચચળ ચતુરા ચતુર છો પ્રિયા, તુમ વિણ રે'વું ગમ નહીં કાંઇ. પ્રા.
જોબન તારૂં જલકી રહ્યું તે, દેખી કરૂં પ્યારી દીલની માંહે પ્રા૦
વાણી મનોહર રૂપે તું રંભા, સ્વર્ગ મુકી કેમ આવી તુ આંઈ પ્રા૦
મધુર વચન તારાં સુણી ને પ્યારી, આનંદ સાગરમાં જાણે
છલકાઇ પ્રાણ૦
પ્યારી મારી તું ન રહે મુજથી ન્યારી, તુજ વિયોગથી થઉં દુઃખ-
દાઇ પ્રાણ૦
મણસો સાઠમાંછે તું પટરાણી, માનવંતી તુન જઇશ મુઝાઇ પ્રાણ૦

ભર્તુહરી-- નારીના કટાક્ષ પાસે પુરષછે ગુલામ. એ રાહ,

દુનિઆમાં જન્મ ધરી લાવો ન લીધો લગાર;
સુખ નહીં પામ્યો પ્રિયા, ધરીને આ અવતાર.
કોમલાંગી માણી નહીં, વૃથા દીધો ભૂમી ભાર;
એથી પથ્થર હોત હું તો, આવત ધોનાર.
તુજ સંગ કદી નહીં, કર્યું પ્રેમ પાન;
પતિવ્રતા તું પદ્મણી, મારી જીવજાન.
નથી કાંઈ તુજ વિના, લાગતું પ્યારૂં;

સર્વે છે પણ તુજ વિના, લાગે અકારૂં.
વખ્ત થયો બહુ હવે તું, રજા દે પ્યારી;
કચેરીમાં રાહ જોઈ, બેઠા હશે મારી.
( કેટલુંક ભાષણ કરી ભર્તુહરી કચેરી તરફ જાય છે )

## સ્થળ દરિદ્રદાસનું ઘર.

છે.કરા— ( સહીયર શું દુઃખ દાખવું. ) એ રાહ.

માતુ મારી ભુખ લાગીછે, ખાવાનું કાંઈ આપ;
ખાવા આપીને માહરી, માતુ તું ભુખ કાપ. માતુ૦
આવે અંધારાં ભુખનાં, લીલાં પીળાં દેખાય;
આવે ચક્કર મુજ ચક્ષુથી, નહીં ઉભું થવાય. માતુ૦
ઉભો થવા જો જાઊં તો, થાઊં ધરતી સરણ;
નહીં આપે કાંઈ ખાવા તો, પામીશ હું મરણ. માતુ૦

સુમતિ— ઉપરનો રાગ.

પુત્ર મારા સુણ વાત તું, કહું હું તને આજ;
પીતા ગયાછે તાહરા, અન્ન લેવાને કાજ. પુત્ર૦
કરીશ નહીં કલ્પાંત તું, બાપુડા મારા બાળ;
ઘડી બે ઘડીમાં આવશે, સુઇ જા બીજે માળ. પુત્ર૦

( પુત્રને સમજાવી છાનો રાખેછે અને પોતે દ્રારિદ્રાવસ્થાથી કલ્પાંત કરેછે. )

સુમતિ— લલીત છંદ.

અરર ઈશ તેં, કોપ શો કીધો; સુખજ સુર્યનો, ઢાંકીરે દીધો.
અન વિના રડે, આ બાળ માહરા; પ્રભુ કીધાં અન્ન, શાં પાપ તાહરાં.

કેમ સહન આ, દુઃખ થાયરે; વિલાપ જોઈને, કંપે કાયરે.
ક્યાં સુધી ખમું, હું દુઃખ આહવું; અન્ન લેવા હવે, ક્યાં મારે જાવું.
રૂદન બાળ આ, ભુખથી કરે; અન્ન વિના હવે, નિશ્ચે એ મરે.
કર કૃપા હવે, દીન બંધુ તું; અરજ આપને, આજ હું કરૂં.
અરજ સાંભળી, સુખ આપરે; અરર ઈશ તું દુઃખ કાપરે.

( દરિદ્રદાસ બહારથી આવેછે સુમતિનો કલ્પાંત સુણી તેની પાસે રજા માગેછે. )

દારિદ્રદાસ-- ( એણે કહ્યું ગાતુ વનમાં તુ જાને. ) એ રાહ.

પ્રાણ પ્યારી અન્ન લેવા હું જાઉં;
કાંઇ કોઈ પાસે માગી હું આવું. પ્રાણ૦
કરીશ કલેશ ન કાંઈ દીલમાં તું;
જલદી આવું તુજ પાસે લાવી હું. પ્રાણ૦
પુત્રો સમજાવી રાખજે પ્યારી;
નહીં રોવડાવીશ તું શાણી નારી. પ્રાણ૦
આવું જરૂર પાછો અન્ન લઈને;
જાઉં છું તુને શીખ હું દઈને. પ્રાણ૦
શોક ન કરતી હવે કાંઇ પ્યારી;
કરી પ્રણામ થઉં વિસર્જન નારી. પ્રાણ૦

( રજા લઇ શીવની આરાધના કરવા જાયછે. )

## સ્થળ શીવમંદીર.

દારિદ્રદાસ— ઢીંડી.

સુણો શીવજી તમ, આજ સ્તુતિ મારી;
કરૂં વિનતી આજે, કીકર જોડી તારી.

આશ્રય આપો મુને, ભોળાનાથ બારી. સુણો.
ચઢાવું ખીલી પુષ્પ, કરણુ ફુલ સારાં;
સુખ આપી મુને, કષ્ટ કાપો મારાં;
દાસ ઉપર કરો મહેર મન ધારી. સુણો.
ઘણાં મનુષ્યોનાં, આપે કષ્ટ કાપ્યાં;
દુઃખ કાપીને, તેઓને સુખ આપ્યાં,
એમ આપો મુને, વિનતિ આ સ્વીકારી. સુણો.
રડે બાળ મારાં, અન્ન વિના સ્વામી;
દુઃખ સહન કેમ, થાય અંતર જામી;
બાળપે કૃપા કરી,. આશ પુરો મારી. સુણો.

( શીવની સ્તુતિ કરી તેનું ધ્યાન ધરી બેસેછે. શીવ પ્રસંન થઇ તેને અમરફળ આપેછે તે ફળ લઇ રાજા ભર્તુહરીની કચેરીમાં જાયછે. )

## સ્થળ ભરતુહરીની કચેરી.

( રાજ સભામાં બેઠી છે, કેટલુંક આગણુ સામણુ ભાષણુ થાયછે એવામાં એક બારોટ આવેછે. )

### કવિત.

બારોટ—ગૌબ્રાહ્મણુ પ્રતિ પાલ, દિન દુઃખભંજન દયાલ;
દુષ્ટકું કરે બેહાલ, ધર્મ રૂપ માલવ મા'રાજ હે.
સબ ધર્મકું દેવે પુષ્ટી, સુસ્ત નરોકી ઉડાવે સુરતી;
કેશરીસેં કરે કુસ્તી, ઐસો રાજ ક્ષત્રી વીર હે.
સુખે શુભો શાગ, માને રૈયત રાજરાંમ;

દુઃખટો ન જાને નામ ઐસો નેક ન્યાયી ભૂપ હે.
હે રાજામે પ્રભુકી મહેર, બડો જીસ્કો માલવ શેહેર;
દેખનકી બડી લહેર, ધામ બડો બિશાલ હે.
દુશ્મનકો દલ હરાવે, લડાઈમેં ફતેહ પાવે;
કાયર દેખ ભાગ જાવે, ઐસે માલવપતિ વિકાલ હે.
મેં ફીર આયા બહોત ગામ, દેખે બહોત રાજધામ;
પહેલવાનકું પેખે કામ, મગર ભર્તુંહરી હદ કીયો હે.
અચ્છે અચ્છેકી પિછાંન, દેવે દીનકું અભયદાન;
શરણાંગતકું પુત્ર સમાન, રખણવારો ભયો હે.
કહેત હે હરીજંન, સુનો સબ સભામંન;
સબ બાતમેં હો પ્રવીન, દાના માલવઅધિપાલ હે.

( એવામાં દારિદ્રદાસ ફળ લઈ પડદામાંથી ગાતા ગાતા આવેછે. )

દારીદ્રદાસ— હરીગીત છંદની ચાલ.

માલવપતિ મહારાજ આજે,
આપ પાસે આવીઓ;
અમર કરવા આપને હું,
અમરફળ આ લાવીઓ.
આરોગીને આપ થાઓ અમર,
પાળો પ્રજા પુલ ત્રુપ.
ન્યાય ચુકાવો નેકી થઈને,
આવે નહીં કોઇ દીન ભુલ.
રામ રાજયછે આપનું,
નથી દુઃખ અહીં કોઇ વાતનું;

ફૂળ લઇને દામ આપો.
કાપો દુઃખ રંક જાતનું,

(ફૂળ લઇ રાજા, દારીદ્રદાસને શીરપાવ આપી વિદાય કરે છે ત્યાર પછી- કેટલુંક ભાષણુ કરી ભર્તુહરી પોતાના શયન-ગ્રહમાં જાયછે)

## સ્થળ પીંગળાનો મહેલ.

ભર્તુહરી-- સોપણી ગઝલ.

ફૂળ એક વિપ્રથી મળ્યું, તે લે તું પ્રિયા માહરી;
આરોગીને થાતું અમર, કર સુખી કાયા તાહરી.
તુજ થકી આ દેહ મારી, નમે છે પ્રિયા સહી;
અમર કરવા લાવ્યો પ્યારી, ફૂળ પાસે આ તાહરી.
શાણી મારી મૃગાનેની, જોઈ ખુશી થાઉં વેણી;
વખ્ત થયો રજા દેની, કચેરી જાવા પ્યારી.

(પીંગલા સાથે કેટલીક વાતચીત કરી અમરફૂળ આપી ભર્તુહરી કચેરીમાં જાય છે અને દાશી દુર્મતિ આવેછે તેને)

પીંગલા-- દક્ષણી રાહની લાવણી.

દાશી એ વિના, નાંહી પડે ચેનરે;
અરરર હાય, વિલંબ થાય, કંપે કાય, મન મુઝાય,
દુઃખ થાય, એ વિના ઓ દાશીરે. દાશી૦
દીઠો મેં જ્યારથી, મોહ બહુ પામીરે;
મળવા મન, ધારૂં તન, વિકળ મન, દીસે આ વન,
ઉઠે અગન, પ્યારા વિના દાશીરે. દાશી૦

કેમ કરૂં હવે, સુખ કેમ પામુરે;
જલદી લાવ, વેગે આવ, ધારી દાવ રહીને સાવ;
મુને ભાવ, એનાપર છે દાશીરે. દાશી૦

( કેટલીક વાતચિત કર્યા પછી )

દુર્મતિ— (આરે લાલદેવ, ઈસ તરફ જલ્દ આ ) એ રાહ.

કરો નહીં આગ ઉતાવળ બાઇ;
ધીરે ધીરે તેડી હું લાવીશ આંઇ.
નથી છોકરાની કાંઈ કરવી રમત;
હુશીઆરીથી કામ કરવું સખત.
કદી રાયને પડેરે ખબર;
કરે શિક્ષા ભૂપ મનેરે જબર.
માટે હુંશીયારીથી રે'જો તમે;
નહીં બહાર પડે આ વાત કોઇ સમે.
જો જાણુ થાએ રાજાને આ વાત;
તો નિસંતાન કાઢે આપનું સાક્ષાત.

પિંગળા— (નારીના કટાક્ષ પાસે પુરૂષછે ગુલામ.) એ રાહ.

નેન બાણથી પુરૂષ, નારી પાસે છે ગુલામ;
હાવ ભાવ કરીને એની, હરી લઈએ હામ.
રાણી દાશી જાણે શું આ, નૃપ મારી વાત;
હાવ ભાવ કરીને બહુ, ખુશી રાખુ સાક્ષાત.
ગમે તેવો પુરૂષ હોય, જો એ ગજપતિ;
પળમાં તોડી નાંખીએ, જો હિંમત હોય અતિ
આપણા ચરિત્ર જાણે, તે પુરૂષ કહેવાય.
બાકી બધા પુરૂષ પણ તે આપણાથી જાય.

( આવાં વચન સુણી દુર્મતિએ તેડવા જવા હીંમત ધરી એટલે વળી પીંગલા એ કહ્યું. )

પિંગલા- ( અરે લાલદેવ ધસ તરફ જાદઆ ) એ રાહ.

અરે દાશી જાતું વેગેથી તહીં,
તેડી લાવ "છેલાણીજી"ને અહીં.
પ્રેહ પાકુ મુજને તે દીલમાં અતિ,
રોમે રોમે વાપ્યો છે દૃષ્ટ રતિ.
મને મળવા હોંશ ઘણી એની સાથ,
પામું સુખ બહુ હું એનીરે હાથ.
બોટી તું અહીં નહીં થા જરા વાર;
વિયોગ મુને સાલે છે એનો અપાર.

દુર્મતિ-- રાગ કાલીંગડાની ઢબ.

સોચ તમે નહીં કરો કાંઇ વેલી લાવું બાઇ;
જઇશું હું વેગેથી તેડવા કાજરેજી.
રંગ ભોગ ભોગવો નચંતથી ઓ બાઈ;
છેલાણીજીની સાથ આજરેજી.
પતિજ તમારી જાણુવાને આમ બોલી બાઇ,
રોશ નહીં કરશો કાંઇ મુજપરેરેજી;
છે તે મુર્ખ માટે તમ સાચવજોરે બાઈ,
મીજાસ એનો આકરો છે કહું ખરેરેજી.
માફ કરો બોલી હું જે વેણુ મારી બાઇ;
કેણુ માની મારૂં તમ આજરેજી,
જાઉં અશ્વશાળામાં હું વેગે મારી બાઈ,
શાંત મન આપ કરવા કાજરેજી,

(એમ કહી દુર્મતિ છેલાંણીજીને અશ્વશાળામાં તેડવા જાય છે તેને આને વેશે અંદર દાખલ કરાવે છે પછી તે જાયછે, પીંગલા અને છેલાણી કેટલીક વાતચીત કરે છે, છેલાણીજી વીક્રમની વાત કરે છે અને કહે છે કે કોઇ રીતે તું એને દુર કાઢ શાથી કે તે મને બહુ ઠપકો આપે છે મોડો વહેલો નોકરી ઊપર જઉં છું તેથી; માટે કાંઇ ઊપાય કર એ વીગેરે વાતચીત કરી રાજાએ આપેલું અમરફળ તેને આપે છે પછી વિક્રમ ઉપર ખોટો આરોપ મુકી રાજાને ચીઠી લખે છે)

## સ્થળ સુગુણમંજરી ગુણીકાનું ઘર

(છેલાણીજી આવેછે અને કેટલીક વાતચીત કરી ગુણકાને અમરફળ આપી વિદાય થાય છે તે ફળ જોઇ સુગુણમંજરી વિચાર કરે છે અને પોતાના મન સાથે કહે છે.)

સુગુણ૦-- (અફસોસ કે આ જીંદગી અકારીરે થઈ) એ રાહ

આવ્યુ અમરફળ આ તેનું શું કરવું મારે;
પ્રાશન કરવું યોગ્ય નથી, વેશ્યા અવતારે.
જઇ રાજાને દઇ આવું હું, ફળ આ અમુલ્ય;
આરોગીને થાય અમર, પ્રજા પાળે પુત્ર તુલ્ય.
પેલે જન્મ કીધાં શાં પાપ; આવ્યો વેશ્યા અવતાર;
આ ભવે પણ એમ કરૂં તો, ક્યાંથી ઉતરૂં પાર.
મુર્ખે આપ્યું મને પણ હું, જઇ રાજાને દઊં;
આપશે ઇનામ તે લઈ, સુખી હુંરે થઊં.
નીતિથી હું વર્તીને, કરૂં સફળ અવતાર;
પ્રભુ પાસે અર્જ કરી કહું, નાવે ફરી અવતાર.

જાઊં જલદી દઈ આવું હું, લગાડુ ન વાર;
નીતિથી એ ચાલીને, કરે દુષ્ટોનો સંહાર.
( એમ વિચાર કરી રાજાને ફળ આપવા સાર કચેરીમાં જાયછે )

## સ્થળ રાજ્યકચેરી ભરતુહરીની.

( સર્વ કચેરી બેઠીછે ત્યાં પિંગળાની દાશી દુર્મતિ ચીઠી લઈને આવે છે તે ચીઠી વાંચી બરથરી ક્રોધાયમાન થાય છે અને વિક્રમાદિત્યને બોલાવે છે. )

બર્તુહરી—– (જુઓ જુઓ વિપ્રે ભીડી હામ.) એ રાહ.
અરે દુષ્ટ દુરાચારી ચંડાલ, કૃત્ય તેં પાપી આશું કીધુંરે;
તુજ મુખ જોઈ ચડે મુને કાળ. કૃત્ય.
હું જાણુતોતો ભ્રાત પવિત્ર: કૃત્ય.
સારી દેખાડી તેં ભ્રાતની રીત. કૃત્ય.
માતુ કહી દોડ્યો, કરવા વ્યભિચાર. કૃત્ય.
ધીક જીવતર તારૂં નાદાર. કૃત્ય.
તે વાંચી ઘણા ગ્રંથોમાં વાત; કૃત્ય.
તેમાં લખે પરસ્ત્રી બેન માત, કૃત્ય.
તને ભણાવી કીધો હુંશીઆર. કૃત્ય.
તે ઉપર તેં રેડી નીર-ધાર; કૃત્ય.
પુત્રી, ભગની, સ્ત્રી, માત, કૃત્ય.
જાણી એકજ રીત એ રાત. (હજામ) કૃત્ય.
જા માલવહદથી બહાર; કૃત્ય.
પાછો પગ તું અહીં નહીં ધાર, કૃત્ય.
( આ સાંભળી વિક્રમા એકદમ વિચારમાં પડેછે ને કહેછે. )

વિક્રમા— (અધખીચ માળતતોડી.) એ રાહ.

હે ભ્રાત મારા (૨), તમ આ શું ઉચારો વાત;
નથી હું કાંઇ જાણુતો, તમ આગે કહું સાક્ષાત.
કદી નેવનીર (૨), મોભે થઇને તે વહે;
સમુદ્ર માઝા મુકે પણ, નહીં દાસ દીલ એવું લહે
કદી પ્રગટે ભાણુ (૨), પુર્વથી પશ્ચિમ ભ્રાત;
ફુટેલ ઘડો ભરાય, તો પણ કરૂં ન એવી વાત.
આ દેહ તણા (૨), કદી સત કટકા જો થાય;
કરૂં કદી નહીં કૃત્ય એવું આ, દેહમાંથી પ્રાણુ જાય.
મુજ માત સમાન (૨), જાણું પિંગલાને ભાઇ;
વિચાર દિલમાં આવ્યો કયાંથી, કહો તે મુને આંઇ.
કરૂં આપ સેવ (૨), લક્ષ્મણની પેઠે ભાઇ;
મિષ્ટ ભોજનને દુર કરી, કેમ વિષય ચાહું દીલમાંહી.

* (ઘણાં કાલાવાલા કર્યા છતાં માનતા નથી ત્યારે)

વિક્રમા— સીતાના મહિનાનો રાગ.

હે બંધુ શાને કરો રીશ, વાંક વિના મુજપરે;
થર થર કંપે મુજ કાય, આવાં વેણ શુણી અરે.
તમ વેણ પાડેછે છેદ, અંગ માંહિ આજરે;
પાછળ પસ્તાશો એ ભ્રાત, કહું સત્ય કાજરે.
તુમ વડીલ બંધુ આપ, પીતાની સમાનછો;
જાણું આપની પ્રિયાને માત, તો કેમ અપમાન દ્યો.

(એમ કહી તે દેશવટો લે છે પછી ગુણુકા આવેછે.)

સુગુણમંજરી– (જનમો જનમ ગુન માનું તોરા સઈઆં) એ રાહ.

અપને દર્શનકું, આઈ હું રાજા;
દેખકે ખુશી, ભઇ મહારાજા. અપને૦
આપ અચળ રહો નૃપ આ સ્થાને;
રહેકે રાજ ચલાવો મહારાજા. અપને૦
અદલ ન્યાય, નામદાર છે આપનો;
પ્રજા પાળોછો, પુત્ર તુલ્ય મહારાજા. અપને૦
અમર કરવા, આપને આવી;
ફળ આરોગી થાઓ, અમર મહારાજા. અપને૦

( ફળ રાજાને આપેછે તે ફળ જોઈ એકદમ ચકીત થઇ મન સાથે વિચાર કરેછે. )

ભર્તુહરી— ગીતી.

ફળ દીધેલું પ્રિયાને, આવ્યું ગુણીકાને હસ્તે ક્યાથી;
છે ફળ મેંજ આપેલું, પુછું હું એને લાવી તું કયાંથી.

સુગુણમંજરી— ગીતી.

કરો મા'રાજા માફ, છેલાણી આવ્યો મુજઘર આજે;
તેણે મુજને આપ્યું, લાવી આપને અમર થવા કાજે.
આરોગી થાઓ અમર, પ્રજા પાળો પુત્ર તુલ્ય આપ;
ન્યાયવંત થઇ રાજા, કાપો પ્રજાના આપ પરિતાપ.

( ગુસ્સે થઇ સુગુણમંજરીને ઈનામ આપી વિદાય કરે છે ને છેલાણીને બોલાવે છે. છેલાણી આવ્યો. )

છેલાણી— ( મહેર કર મારી ઉપર બાબરા. ) એ રાહ

કૃપા કરો નૃપ, મુજ ઊપર આજ;

ગુનેહગારછું, આપનો મહારાજ. કૃપા૦
દયા કરજો આ રંક ઉપર;
લાવ્યો છું-ફુળ-આ, પિંગળા-ની-પાસ. કૃપા૦

ભર્તુહરી— રાગ ક્ષત્રી કલંકનો.
ધીક: ધીક પાપી ચંડાલ, કૃત્ય આવું તેં કેમ કીધુંર;
હવે આવી બન્યો તારો કાળ. કૃત્ય૦
તેં સુતા સિંહને મારી લાત; કૃત્ય૦
જાગી કેમ નહીં કરે તારી ઘાત. કૃત્ય૦
ફણીશ્વર તેં, છેડયો આ વાર; કૃત્ય૦
ડસ્યા વિના કેમ રહેશે ગમાર. કૃત્ય૦
ઝુંડ ઝાડ સાથે બીડી બાથ. કૃત્ય૦
ક્યાં સુધી પોંચાડીશ તારો હાથ. કૃત્ય૦
મોટા ડુંગર તોડવા જાય, કૃત્ય૦
તે કેમ તુજ રંકથી તોડાય. કૃત્ય૦
તુને દેખી પ્રગટે અંગ જ્વાળ, કૃત્ય૦
અરે દુષ્ટ તારૂં મુખ બાળ. કૃત્ય૦
તને મારતો નથી આ વાર, કૃત્ય૦
તું મુજ દેશ છોડી જા બહાર. કૃત્ય૦
મારી જ્યાં સુધી વરતાય આણ, કૃત્ય૦
ત્યાં તું ન કરીશ રહેઠાણ. કૃત્ય૦

( એમ કહીને તેને દેશ બહાર કાઢે છે, પછી પોતે પોતાના વિચારભુવનમાં જાય છે. )

## સ્થળ. વિચારભુવન.

ભર્તુહરી— સોરઠ ગજલ.

પ્રિયા તુને ધિક્કાર છે, સત કોટી વાર ધીકારરે;
પતિવ્રતા તુને જાણુતો, નીવડી તું અરે નાદારરે. ટેક૦
નથી નારી સગી કોઇની, જાણુજો જન તે નક્કી;
વિષયમાં એ અંધ થઈ, ન જાણે ઉજ્જળ અંધારરે. પ્રિયા૦
સ્રીની ગતિ પાનીએ, એ છે અજ્ઞાની જાતરે;
મન ગમતો નર તે નક્કી માણે, મનમાં નહીં કાંઇ વિચારરે.
ઊંચ નીચ તે જુવે નહીં, એ ખુશી રમે જારરે;
લાજ વહાલી નહીં તેહને, છે બુદ્ધહિન ગમારરે પ્રિયા૦
એ બદામના છેલાણીની, સાથે રમી જારરે;
મુજ ભુપને તું મુકીને, નીચ સાથે કેમ થઇ તૈયારરે. પ્રિયા૦
નહીં કાંઇ આવી શર્મ તુને, કે આ શું કર્યું કાજરે;
તુજ માટ ભ્રાતને મેં તજ્યો, એ દુષ્ટા તુને ધીકારરે. પ્રિયા૦

( સહીયર શું દુઃખ દાખવું. ) એ રાહ.

હાય બંધુ હાય હાયરે, કીધો દેશ નિકાલ;
આવ દોડીને આંહી તું, મળવા મુને હાલ. હાય૦
કડુ વચનનો માર દઈ, કાઢ્યો હાલ બેહાલ;
માફ કરજે તું ભ્રાતને, સમાવી તારો કાળ. હાય૦
પાપી પિંગલાના પ્રબોધથી, મુકયો માથે આરોપ;
એહ દુષ્ટાએ બહુ કર્યો, ભાઇ મારારે કોપ. હાય૦
આવીને રાજ સંભાળજે, પ્રજા પુત્ર સમાન;
અદલ ન્યાય તું તોળજે, રાખી દીલમાં ભાન. હાય૦
પીંગલાના દુષ્ટ કૃત્યથી, તજું ભ્રાત આ રાજ;
કરશો ન વિશ્વાસ ત્રિયાનો, કહું આર્ય સમાજ. હાય૦

(કેટલોક વિલાપ કરી મન સાથે વૈરાગ ધરી પિંગલાને ધીટકાર દેવા જાય છે.)

## સ્થળ. પીંગળાનો રાજમહેલ.

ભર્તુહરી— (પીંગલા પ્રત્યે ક્રોધથી) રાગ. ક્ષત્રી કલંકતો.

એ દુષ્ટ પાપણી ભુંડી નાર, વ્યભીચારી તું કેમ થઇરે?
તારા જીવતરને ધીઃકાર, વ્યભીચારી૦
કેમ વિસારી તેં માત જાત? વ્યભીચારી૦
વળી લજાવ્યા સસરા તાત. વ્યભીચારી૦
તુને કેમ સુજ્યું આવું કામ? વ્યભીચારી૦
તેં કેમ ભીડી કરવા હામ? વ્યભીચારી૦
તને હતુ શી વાતનું દુઃખ? વ્યભીચારી૦
નહોતો તજતો ઘડી તારૂં મુખ. વ્યભીચારી૦
લુબ્ધ થયો તારામાં હું નાર, વ્યભીચારી૦
તેનો બતાવી આપ્યો તેં મુને સાર. વ્યભીચારી૦
કહી નીચ સ્ત્રીની જાત, વ્યભીચારી૦
એવી ઘણા ગ્રંથોમાં વાત. વ્યભીચારી૦
તને કેમ ન આવી કાંઇ શર્મ? વ્યભીચારી૦
કેમ ભુલી તુ સ્ત્રીનો ધર્મ? વ્યભીચારી૦
તારો સમજાતો નથી કાંઇ મર્મ? વ્યભીચારી૦
જીવ ચાલ્યો કેમ કરતાં અધર્મ? વ્યભીચારી૦
હતું ડાપણુ તારામાં અપાર, વ્યભીચારી૦
કેમ ભાન ભુલી તું ગમાર? વ્યભીચારી૦
શી વાતની પડી તુને ખોટ? વ્યભીચારી૦

શાને ચુકાવી તેં ચીંતને ચોટ ? વ્યભીચારી૦
તુજ વેણુથી તજ્યો મેં ભ્રાત ? વ્યભીચારી૦
હવે તું આજથી છે મુજ માત. વ્યભીચારી૦
હું તજું તુજ કારણ આ દેશ, વ્યભીચારી૦
શૃંગાર ઉતારી ધરૂં ભગવો વેશ. વ્યભીચારી૦
નીચ સંગે કરી દોસ્તી નાદાર, વ્યભીચારી૦
અરે ધીઃક ધીઃક તુજ અવતાર. વ્યભીચારી૦
ઝાઝું કહું શું તુને આ વાર, વ્યભીચારી૦
ધીઃક જીવતર તારૂં નાદાર. વ્યભીચારી૦

( ફીટકાર દઈ ભર્તુહરી ત્યાંથી ચાલી નીકળે છે અને પીંગળા મુર્છાંગત થાય છે. )

## સ્થળ પાદર-માળવાનું.

( ભર્તુહરી કફની પહેરી આંહી આવેછે થોડી વાર ત્યાં વિશ્રાંતી લેછે ત્યાં કેટલાક નાગરીક જનો તથા પ્રધાનાદીક પ્રવેશ કરેછે )

ભર્તુહરી— ( કહું શું નશીબ દુઃખીઓ કીધોછે. ) એ રાહ.

કહું શું દુષ્ટા તુને, દુઃખીઓ કીધોછે,
તુજ કૃત્યે મેં વઈરાગ લીધોછે. કહું૦
નાવિ જરા કાંઇ, શર્મરે તુને,
અલ્પ સુખ માટે, દુઃખીઓ કીધોછે. કહું૦
જાણતો હું તુને પતિવૃતા નારી,
ડોળ દેખાડીને દુખીઓ કીધો છે. કહું૦
મુજ બંધવનો તેં વિયોગ પડાવ્યો,

ખોટું કલંક દઈ દૂર કીધો છે. કહું૦
હાય બધુ શું હું તુને સંભારૂં,
કટુ વચન રૂપી માર દીધો છે. કહું૦

(એવામાં કેટલાક નાગરીકો, પ્રધાન, સૈન્યાધીપતી વગેરે આવે છે.)

(ગોપીચંદ લડકા જોગી હોનારે તજદે રાજને) એ રાહ.

પ્રધાન—ઓ રાજન મારા, મુજને મુકીરે શીદ જાઓ છો. ટેક.
સૈન્યાધિપતિ—ઓ સ્વામી મારા, કેમ તમેરે અકળાઓ છો. ટેક.
પ્રધાન—રાજ તમારૂ કોણ સાચવશે, કહોને મારા નાથ;
જાઓછો જંગલના વિશે, રાજલગામ કોના હાથરે. ઓ રાજન૦
સૈન્યા—ઓ સ્વામી મારા, કેમ તમેરે અકળાઓછો. ટેક.
તમ વિના નહીં ગોઠે મુને, માલવ પતિ રાજન;
શોકાગ્ર આ દીસે તમારૂં, મહારાજા માનનરે. ઓ સ્વામી૦
ભર્તુહરી—ઓ સુજ્ઞ વિવેકી, શાને માટેરે ગભરાઓછો. ટેક૦
નથી વાલું આ રાજ મને કાંઈ, નથી વહાલો સંસાર;
દુઃખી કીધો બહુ એ દુષ્ટાએ, ધીઃક ધીઃક પીંગલા નારરે. ઓ સુ૦
નગરશેઠ—ઓ માલવ રાજા, અમને તજીને કીયાં જાઓછો ટેક.
આપ વિના આ શહેર મને તો, લાગે સ્મશાન જેમ;
કહ્યું મારૂં માનીને રાજા, ચાલો રાખી રેમરે. ઓ માલ૦
ભર્તુહરી— ઓ સુજ્ઞ વિવેકી, શાને માટેરે ગભરાઓ છો.
કરોડ ઉપાય કરશો તમો તો, નહીં દઊં શહેરમાં પાગ;
જેજે વચનો આપ ઉચારો, અંતર લાગે આગરે. ઓ સુજ્ઞ૦
વિદુષક—ઓ દીલભર પ્યારા, કેમ નમેરા તમે થાઓછો. ટેક

નથી વિક્રમા બંધુ તમારો, કરશે કોણ આ રાજ;
શૃંગારની શીખ આપ વિના કોણ, દેશે મને મા'રાજરે. ઓ દીલ૦
પ્રધાન-એક પીંગલા પાપી માટે, કરો ન સહુ દીલગીર;
દુઃખજંગલનાં કેમ વેઠાશે, થયા તમે ફકીરરે. ઓ સ્વામી૦
ભર્તુહરી-ઝાઝું વદીને દુખી કરો છો, શાણા સૌ સજ્જન;
હવે મુને આંહીથી જવા દો, ગભરાયછે મુજ તંનરે. ઓ સુજ્ઞ૦

કેટલીક સ્ત્રીઓ— રાગ પરજીઓ અથવા ગરબીઓ.

હરી હોય હાયરે, માલવપતી તેં આ શું કર્યું;
માલવપતી તેં આ શું કર્યું: સુખ સર્વ અમારૂંરે તેં હર્યુંરે. હરી૦
શાને તજી લાખસેં સાઠ નારી, તેમાં હતી પીંગલા તમને પ્યારી;
કેમ મુકીને જાઓ આ વારી, રી હોય૦
નથી ભ્રાત અદીઆરે તમારો, વાંક નથી પડ્યો કાંઈ અમારો;
શાને મુકોછો દુઃખનોરે ભારો, રી હોય૦
આપ સમુદ્ર તુલ્ય કહેવાઓ, કેમ દોષ બીજાનો મન લાવો;
માટે સમજીને રહો નહીં જાઓ, રી હોય૦
લઘુકે મુદીકા પુત્રીછે નાની, એ તમથી નથીરે અજાણી;
થશે દુખી તમ વિના એ શાણી, રી હોય૦
કોણ કરશે તમારૂં આ રાજ, નથી વિક્રમા ભાઈ મહારાજ;
કોણ કરશે રાજના કામકાજ, રી હોય૦
ભેખ આંખે જોયો નથી જાતો, શોક દીલમા નથી કાંઇ માતો;
માટે ભેખ ઉતારો આ રાતો, રી હોય૦
કાંઇ મનમાં દયા તેમ લાવો, નહીંતો અમોને સાથે લઇ જાઓ;
કાંતો શેહેરમાં પાછા તમ આવો, રી હે ય૦

બીજા સાધારણ નાગરીકો } મરાઠી ચાલની સાખી.

રાજન ક્યાં મુકી, જાઓછો અમને;
તમ વિના દુઃખ, બહુ થાય.
કદી જમીનપર પગ નથી દીધો કેમ કષ્ટ વેઠશો કાય;
ત્રણુસોને સાઠ નારી તમારી, બીજો વૈભવ છે અપાર.
રાજ આ આપનું આવી સંભાળો નહીં જાઓ વન મોઝાર:
એક નારીને કાજે શો, જુલમ કરોછો અપાર.
નથી એ ઘટતું રાય તમોને, આવું કરવું આ વાર;
મહેર કરીને આપ પધારો, દયા સૌની દીલમાં લાવો;
નહીંકર લઇ ચાલો સાથે અમોને, પછી વન માર્ગ સાધો.

ભર્તુહરી— ઉપલી રાહ.

નહીં કલ્પાંત કરો પ્રજા ગમ, જાઓ નગરમાં આ વાર;
નથી સગુ કોઇ કોઇનું વા'લા, દુઃખ નહીં ધરો લગાર.
કોનીરે માતને કોનારે તાત, કોના પુત્ર જમાત્ર;
કોનીરે ત્રીયાને કોનીરે પુત્રી, કોના સગા કોના ભ્રાત.
આ રાજ મુને સ્મશાનજ લાગે, મહેલછે ચીતા સમાન;
વન લાગ્યુ મુને અતિરે વા'લું, ત્યા જઉં મુકી ગુમાન.

( ત્યાંથી સર્વને રજા આપી પોતે વન તરફ જાય છે અને સઘળી પ્રજા શોકાતુર ચેહેરે નગર તરફ જાય છે. )

## સ્થળ જોગાશ્રમ.

સર્વ સાધુઓ— ( ધરો નિરંજન નામ. ) એ રાહ.

ધ્યાન એક ઇશ તણું ધરવુંરે ( ૨ ),
આ સંસારમાંહી ખરેખર, એક વખત મરવું.
જપો તુમ સદા નિરંજન નામરે ( ૨ )
એજ આવશે સાથ આપણી, બીજું ન આવે કામ.
નથી સગાં માત બેન ભાઇરે ( ૨ ),
પુત્ર પુત્રીને ભ્રાત બનેવી, ખોટા એ સગાઈ.

ખોટીછે ધન દોલત માયારે (૨),
રોમ રોમ છે રોગે ભરેલી, આ ખોટી કાયા.
સત્ય એક હરી નામ સાચુંરે (૨),
એ વિના આ જગત માંહી છે, ખરે સર્વ કાચું.

(સહુ જોગીઓ ભજન કરે છે ત્યાં ભર્તુહરી આવે છે.)

ભર્તુહરી— (દયાળુ દેવ, કૃપાળુ તું.) એ રાહ.

અરે સાધુ જન, આવ્યો તુમ પાસ;
કરો નહીં મને, તમેરે નિરાશ અરે.
આપીને યોગ ઉતારો પાર;
નથી વાંચ્છોઆ, મુને સંસાર અરે.
ખરૂં ઇશનું, છે સાચુ નામ;
જપુ હું સદા, હવે રામનામ અરે.
નથી આપણું, સઘુ વાહલું;
ધરી ભેખ ને, માળા ઝાલું અરે.
કરો ઝટ આપ, આપોને ભેખ;
ભજું હું ઇશ, રટું હુ અલખ અરે.
સમાધિ કરૂં, જરા નહીં ડરૂં;
કરો આજ્ઞા, તે ઝટ હું કરૂ અરે.
કરો જેમ વાર, થાઉ દીલગીર;
આપો યોગ આપ, ચડાવું તે શીર અરે.

ભર્તુહરીનું પારખુ જોવા માટે એક ચેલાની સાથે તેની રાણીઓ પાસ ભીક્ષા લેવા મોકલેછે.

## સ્થળ. પીંગળાનું ભુવન.

(પીંગલા બેસુદ્ધમાં પડી છે તે સાવધ થઈ પોતાના મન સાથ કુકૃતનો પસ્તાવો કરે છે.)

પીંગળા— (જનુની જીવોરે ગોપીચંદની.) એ રાહ.

અરરર કૃત્ય આશું મેં કીધું, કીધો નાહી વિચારજી;
સ્વામી તજી ગયા મુજને, તરછોડી આ વારજી.

અરરર દશા શી મારી થશે. ટેક.
લાજ ધરી નહીં તાતજી, લજવી મારીરે જાતજી;
કુળ બોળ્યું રે સસરાતણું, લજવી કુખ મુજ માતજી; અરરર૦
(એવામાં ભર્તુહરી આવેછે તે.)

ભર્તુહરી--શોક વૃથા શાને કરે, ભીક્ષા દે તું આ વારજી;
વાર થયે ગુરૂ કોપશે, માટે કર નહીં કાંઇ વારજી.
આપ ભીક્ષા માતા મુજને. ટેક.
તુજ કારણ મુજ ભ્રાતને, કીધો દેશનિકાલજી;
પ્રપંચ પ્રથમ નવ જાણીયો, તારો દુષ્ટ ચંડાળજી. આપ૦

પિંગલા--નહીં મારો મુને વેણથી, મારો કટાર આ વારજી;
એ ધા નહીં મુને સાલસે, આ ધા સાલે અપારજી.
ભેખ તજો આ માલવપતી. ટેક.
વાંક કરો માફ સ્વામીજી, અર્જ ઉર ધરી આજજી;
કરૂં નહીં ફરી આવું હું, નક્કી જાણો મા'રાજજી. ભેખ૦

ભર્તુહરી-- ઝટ કર ભીક્ષાદે મુને, ખોટી થાઉછું નારજી,
દેતી હોયતો ભીક્ષાદે મુને, નહીં કર ખોટી લગારજી. આપ૦

પિંગળા--માતા કહો નહીં મુજને, હું છું તમારી નારજી;
રહો સ્વામી રસોઇ કરૂં, કરૂં ખીર કંસારજી. ભેખ૦
જમીએ ભોજન સાથે બેશીને, હીંચીએ હીંચોળાખાટજી;
રહીએ સદા ઉછરંગમાં, વળી રમીએ ચોપાટજી. ભેખ તજો૦

ભર્તુહરી--કંસારમાં આગ મુક તું, ખીર વિષ્ટા સમાનજી;
હીંચોળે આગ લગાડતું, ચોપાટ રમે જાય જાનજી. આપ૦
જોગ લાગ્યો મુને બહુ વા'લો, બુરો આરે સંસારજી;
સગુ નથી કોઈ કોઈનું, એક ઇશ આધારજી. આપ૦

પિંગલા--માનો મારૂં કહ્યું સ્વામીજી, રહો તમે આ અવાસજી;
એકાંત ઈશ ધ્યાન ધરો, કરો ક્રોધનો નાશજી. ભેખ૦
એક વખત અહલ્યા જાનકી, કુન્તા સતીમાં સીરદારજી;
વીધી ફર્યો જયારે તેહનો ચડયું કલંક એક વારજી. ભેખ૦

ભર્તુહરી--ભૂંડામાં ભૂંડું કહ્યું, વ્યભિચારને વ્યસનજી;

એ ભમાં આંધો જો બને, ગુમાવે લાજ મનજી. આપ૦
દુનિઆની દરમ્યાનમાં. વ્યભિચારછે નાગજી;
ચુડ ભરાવી એને જોઈને. તેનું જાણવું અભાગ્યજી. આપ૦
પિંગલા—તમ વિના સુની સેજ આ, દાસછે સ્વામીનાથજી;
કૃપા કરી આવો મહેલમાં, કહું જોડીને હાથજી ભિખ૦
ભર્તુહરી—નાર ખરી છે નરક રૂપ, અસ્તી માંસ નકામજી;
ઉપરની તો સારી બની, અંદરની જાણે રામજી આપ૦
પિંગલા—અવળો દઇ ઉપદેશ કોને, ભુલાવ્યું આપ ભાનજી:
વે'મ ભરાયો કેમ છુટશે, વે'મ છે દુખની ખાણજી. ભિખ૦
ભર્તુહરી—છેલ્લી વારે તને હું કહું નહીં લગાડ વારજી;
વૃથા વિલંબ શાને કરે, હે નિર્લજ નાદારજી. આપ૦

(પિંગલા ભીક્ષા આપે છે તે લઇ ભરતુહરી ચંદ્રિકાના મેહેલે ભીક્ષા લેવા જાય છે, પિગલા મુર્છીત થઈ ધરણીપર ઢળીપડે છે.)

## સ્થળ. ચંદ્રીકાનો મેહેલ.

ચંદ્રિકા— (ઓધવજી સંદેસો કેહેજો સ્યામને) એ રાહ.
કેમ કહો માતારે મુજને નાથજી,
નારીને માતા તો નહીં કહેવાય જો,
શો અપરાધ પડયો, મારા વાલમાં,
બોખ આ જોઈને કંપે મારી કાયજો. કેમ૦
એકને કારણ શાનેરે સઘળી તજો,
આવો સ્વામી મારા મહેલની માંહિજો;
નહીં મુનેરે એના જેવી જાણતા,
આપણ સુખ ભોગવીએ રહો હાંઈજો. કેમ૦
સુખ સ્વપ્નામાં આપનું મેં દીઠું નથી,
માટે નહીં જાવા દઊં તમને કયાંયજો;
આમ કરવું હતું તો શીદને વર્યા મુને,
વિચાર પ્રથમ નહીં કર્યો દિલમાંયજો. કેમ૦
અઘટીત આ કહેવાયેછે મારા છત્રજી,
સ્વીકારો આ અરજ સ્વામીનાથજો;

દાશીની દયા લાવો તમ દિલમાં,
કહુંછું આપને જોડીને હું હાથજો. કેમ૦

ભર્તુહરી-- સોરઠ ગઝલ.

નથી વાંક પ્રીયા તાહરો, છે વાંક મુજ નશીબનો. ટેક.
કીધો મેં વિશ્વાસ લિયાનો, તેથી દુઃખ પામ્યો માતા ઓ;
લપટાયો તેની સંગમાં તેથી વિમાસવું પડયું બહુ. નથી૦
ભીક્ષા દે તું ઝટ મુને, સત્ય કહુંછું હુ માતા તુંને;
સંબધ તુટયો આજથી મારો તારો માનને તું સહી. નથી૦

(ભીક્ષા લઈ કુસુમમાલાને મહેલે જાયછે ચંદ્રિકા મુર્છાગત થાય છે.)

## સ્થળ પિંગળાનો મહેલ.

(મુર્છામાંથી સાવધ થઈ રૂદન કરેછે)

પિંગલા-- (પીયુને તજાવનાર વેરી અલંકાર.) એ રાહ.

અરર ગતિ શી મારી, થાશે હવે પ્રાણ;
તમ વિના રેશે કેમ, દિલમાં આ બનત.
વિયોગ વેઠાશે મુને, કેમરે હવે;
દુઃખી થઈ હું તો પ્યારા, તમારે જવે.
ઉતારૂં શૃંગાર સ્વામી, શરીરથી આજ;
તમ વિના શોભે કેમ, અંગે તે મા'રાજ.
લાવ સખી સફેત હું, વસ્ત્રે ધરૂં;
આજથી સ્વાદ મિષ્ટ, દૂર હું કરૂં.
દીન દુઃખમાં 'વે કેમ, માનારે જશે;
હાય હાય દાશી મારી, ગતી શી થશે.

## સ્થળ કુસુમમાલાનો મહેલ.

કુસુમમાલા-- ગોપીચંદનો રાગ.

પ્રાણેશ પતિ મારા, આવા વેશેરે આવ્યા કયાં થકી. ટેક.

ભર્તુહરી--ભીક્ષા દે માતા ખોટી કરેરે હવે સ્યાથકી. ટેક.
ઝટ ભીક્ષા તું દેને મુજને, ખોટા ન કર માઈ;
ગુરૂજી મુજપર બહુ ચીડશે, જો ખોટી થઈશ આંહીરે. ભીક્ષા૦

કુસુમમાલા—માતા માતા શીદને કરોછો, હું છું તમારી નાર;
શો વાંક પડયો પ્રિતમ મારા, પ્રાણ જીવન બારથાંરરે. પ્રાણે૦
ભર્તુહરી—નથી વાંક કાંઇ માતા તમારો. છે મુજ કર્મનો વાંક;
મુજ કૃતીથી પામ્યો દુઃખ હું, એમાં શું કરે કોકરે. ભીક્ષા૦
કુસુમમાલા—ન સેછો કેમ નાથ માહરા, ભીક્ષા લ્યો આપું;
દુઃખી કરીને કેમ જાઓછો, હવે ઇશ જાપું રે. પ્રાણેશ૦

(ભીક્ષા આપેછે તે લઇ અરવલાને મહેલે જાય છે અને કુસુમમાલા મુર્છાગત થાય છે.)

## સ્થળ અરવલાનો મહેલ.

અરવલા— (ભીનીથી ગઈ હારી.) એ રાહ.

સ્વામીજી આવા વેસે, ઉભાછો કેમ હ્યાં. ટેક.

કરો ગૃહવાસ, તુમ બેસો મુજ પાસ, આજ ધરીને ઉલાસ;
પ્રીય મારારે, ઉભાછો.
જણાયછે કાંક, શો પડયો મુજ વાંક પ્રીયા તમારી આ રાંક;
કહો સ્વામી મારારે, ઉભા છો.
કેમ કાઢો આવા શબ્દ, સુણી થઈ હું સ્તબ્ધ, મૈયાં કહો મુને ગત;
કહું ખરૂં સ્વામી મારારે, ઉભાછો.

ભર્તુહરી— (પ્યારી નવ કરશો ઉચાટ, વેહેલા આવશુંરે) એ રાહ.

મૈયાં લગાડ ન વાર, ખોટી થાઉંછુંરે એ ટેક.
ગુરૂજી મારા કોપસે નારી, ભીક્ષા દેતું ઉલટ ધારી;
નહીંતો આંહીથી જાઉછુંરે, મૈયાં લગાડ.
નહીં રહું હ્યાં એક ઘડી હું, કરીશ કદી કાલાવાલા તું
અહીં રહી હું અકળાઉં છુંરે, મૈયાં લગાડ.
(ક્રોધથી) બસ બસ છોડ તુ છેડો મારો, હવે સંબંધ તુટયો
તારો; જંગલ જાવા ચાહીછુંરે, મૈયાં લગાડ૦

(ભીક્ષા આપે છે તે લઇ ચંદનાવતીના મહેલે જાય છે અને રવલા મુર્છાત થઈ પડી જાય છે.)

## સ્થળ. ચંદનાવતીનો મહેલ.

ચંદનાવતી— (હમકુ છાંડ ચલે બન માધુ) એ રાહ.

પ્રાણનાથ મારા સુણો એક વિનતી, જોબનવંતી આ નાર ઝુરેરે;
જુવાની મારી પુરમાં જાય છે, કેમ ચક્ષુ નહીં આપનાં ખુલેરે. પ્રાણ૦
રહી હંમેશાં રમા મુજ સંગે, ખેલ ખેલો આંહી અનેક તરેરે;
જોગી બને નર જર વિનાનો, હોય અસમર્થ કહું ખરેરે. પ્રાણ૦
જુઓ કીધું જાર ભોલી સાથ શંકર, ઇંદ્રજી અહલ્યાને રૂપે મોહ્યારે;
બ્રહ્મા તીલોતમા સાથે કીધું. કૃશ્નજી સેળસે સંગ સોહ્યારે, પ્રાણ૦

ભર્તુહરી— (તુંન કુમલાજી અરવા ઓ પીતા મારા.) એ રાહ.

શોક ન કર તું ઓ માતા મારી (૨), શોક ન કર૦ ટેક.
ભીક્ષા દે તુ દીલધારી, ઓ માતા મારી. ઓ૦
વનમાં હું જાઊં ભજન જગાઊં, દીલમાં ઉમંગ ધારી. ઓ૦
નથી સાર આ સંસારમાં કાંઈ ખોટી સૌ સગાઈ. ઓ૦
વૃથા વિલંબ તું શાને કરેછે, ગુરૂ ખીજશે ઓ નારી. ઓ૦

(ભિક્ષા આપે છે તે લઇ ભર્તુહરી જાય છે એવામાં રસ્તામાં તેની પુત્રી લઘુકૌમુદીકા મળે છે. ચદનાવતી મુર્છીત થાયછે.)

## સ્થળ રસ્તો.

લઘુકૌમુદીકા— ભયેરવી ગજલ.

કરો પિતાજી કોપ શો, આ દીન છોકરી પરે,
કરો નહીં નિરાશ આજ, પુત્રી બાળ તુમારીને. કરો૦
મરી ગઇ છે માત મારી, મુકો કોના આધારથી;
જોગ લઇ જંગલ જાઓ, પુત્રી નિરાધાર થઇ. કરો૦

હું છું કુંવારી પિતાજી, દયા લાવો કાંઈ મુજપરે;
ફરે સૌ આ નગરમાં, જાગ્યો છો તેથી અરે. કરો૦
કૃપા કરી આ પુત્રી પર, દયા લાવો મનમાં જરી;
યુગ વિના આ દીકરી, સોચ કરી જાશે મરી. કરો૦

ભર્તુહરી— ( રાજાએ પ્રજાને પુત્ર ગણી પાળવી. ) એ રાગ.

કેમ ઉદાસ થાયછે તું, પુત્રીરે મારી;
કલ્પાંત તારૂ જોઇને ધીર, નથી રે'તી મારી. કેમ૦
નથી કાંઈ સાર અહીં, સંસારની વિધિ;
કુટુંબ કબિલો સૌએ, પૈસાનું દિશે. કેમ૦
જાવું હવે સ્થાનકે ઓ, બેનીરે મારી;
જાઉછું વેગે અહાંથી, રે'જે ધીર ધારી. કેમ૦

( ભર્તુહરી પોતાના આશ્રમ તરફ જાયછે અને લઘુકૌમુદીકા પોતાના મહેલ તરફ જાય છે એવામાં કેટલાક નગર વાસી લોકો ભેગા થાય છે.

